

# ॥ श्रीउपदेशग्रंथावलि ॥

## ॥ अंक त्रेपनमो ॥

# ॥ ब्रह्मरसायन* ॥

### મંગલ.

દોહરો.

બ્રહ્મરસાયન સેવતાં, અજર અમર જીવ થાય;
પામે પરમાનંદને, ન રહે દુઃખ જરાય. ૧

સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળી સર્વના કરતાં અધિક વ્યાપક વસ્તુ બ્રહ્મ કહેવાય છે; જે વસ્તુ પોતાના યથાવિધિ સેવનવડે મનુષ્યને રોગ,

---

* સંવત્ ૧૯૭૪(શાકે૧૮૪૦)આષાઢસુદિ ૧૫. આવૃત્તિ પહેલી પ્રતિ ૧૦૦૦

યોજનાર:—બ્રહ્મનિષ્ઠ મહારાજ **શ્રીનથુરામશર્મા.**
**બીલખા**—કાઠિયાવાડ.

જિજ્ઞાસુઓને મનન કરવામાટે વિનામૂલ્યે આપવા પ્રકટ કરનાર
**ધર્મસિંહ ચાંપસિંહ બુદ્ધદેવ અને હીરાચંદ ચાંપસિંહ બુદ્ધદેવ.**
**રાજકોટ**—કાઠિયાવાડ.

---

**અમદાવાદ—પીરમસા રોડ ઉપર નિર્ભય પ્રિન્ટીંગ પ્રેસમાં
લલ્લુભાઈ ઇશ્વરભાઈ ત્રિવેદીએ છાપ્યો.**

વૃદ્ધાવસ્થા ને મરણુને રહિત કરે છે તે વસ્તુ રસાયન કહેવાય છે. બ્રહ્મ સર્વ પ્રકારના રોગોથી, વૃદ્ધાવસ્થાથી ને વિનાશરૂપ મરણુથી સર્વથા સર્વદા અત્યંતરહિત છે, ને તેના યથાવિધિ સેવનવડે એટલે તેના પ્રતિબંધરહિત યથાર્થ દઢ જ્ઞાનવડે મનુષ્ય સર્વ પ્રકારના રોગોથી, વૃદ્ધાવસ્થાથી ને મરણુથી અત્યંતરહિત પોતાનું વાસ્તવિક સ્વરૂપ છે એમ અનુભવે છે, તેથી બ્રહ્મ એ મુખ્યરસાયન છે, અને અંતઃકરણુને પવિત્ર, એકાગ્ર, પ્રસન્ન ને શાંત કરનારાં શાસ્ત્રોક્ત શુભ સાધનો તથા સ્થૂલશરીરને રોગથી રહિત રાખનાર, વૃદ્ધાવસ્થાના ધર્મો પ્રતીત નહિ થવા દેનાર, અને જીવનને લંબાવનાર પારદાદિ ઔષધો ગૌણુરસાયન કહેવાય છે. બ્રહ્મરૂપ રસાયનનું આ લઘુ લેખમાં વર્ણુન કરેલું હોવાથી આ લઘુ લેખનું નામ બ્રહ્મરસાયન રાખવામાં આવ્યું છે.

પારદાદિ ગૌણુરસાયનના સેવનમાં પરમાદર રાખી તેના સેવનમાંજ પોતાનું જીવન પૂરું કરવું એ વિવેકી મનુષ્યને ઉચિત નથી. પારદાદિ ગૌણુરસાયનના યથાવિધિ સેવનથી જ્વરાદિ રોગોવડે શરીરને પીડા ન થાય, વૃદ્ધાવસ્થાના અશક્તિ આદિ ધર્મો શરીરમાં ને ઇંદ્રિયોમાં પ્રતીત ન થાય, ને આયુષ્ લંબાય એ સર્વ આયુર્વેદના સિદ્ધાંતપ્રમાણે સત્ય છતાં પણુ તે રસાયનના સેવનવડે પ્રાપ્ત કરેલી અનુકૂલ સ્થિતિનો જો તે મનુષ્ય બ્રહ્મનો સંશયવિપર્યયથી રહિત દઢ સાક્ષાત્કાર કરાવનારાં સાધનોના યથાવિધિ અનુષ્ઠાનમાં ઉપયોગ ન કરે, પણુ આ સંસારના અસત્, તુચ્છ ને પરિણામે દુઃખાનુભવ કરાવનારા વિષયોના સેવનમાંજ તેનો ઉપયોગ કરે, તો તે પારદાદિ રસાયનનું સેવન તેને ઉપકારક નીવડતું નથી, પણુ અપકારકજ નીવડે છે. આવા રસાયનના સેવનમાં લાગેલાં દેહાભિમાની માણુસો ભાગ્યેજ પોતાના જીવનનો સદુપયોગ કરી શકે છે તેથી, અને આવું રસાયન પ્રાપ્ત થવું પણુ બહુ

શ્રમસાધ્ય છે તથા તેની પ્રાપ્તિના પ્રયત્નમાંજ જીવનનો ઘણો ભાગ નિરર્થક નીકળી જવાનો પ્રબલ સંભવ છે તેથી, આવા રસાયનની શોધમાં ને સેવનમાં પોતાનું હિત ઇચ્છનાર મનુષ્યે પોતાના જીવનનો મૂલ્યવાન્ સમય વ્યતીત કરવો ઉચિત નથી.

કેટલાંક દેહાભિમાની માણસો રોગરહિત દીર્ઘ જીવન પ્રાપ્ત કરવા-માટે કેટલીક વનસ્પતિઓના કલ્પ કરે છે. આ કલ્પના શોધમાં ને સેવનમાં પડવું પણ મુમુક્ષુને ઉચિત નથી, કેમકે આ પૃથ્વીપર એવા કલ્પના યથાર્થ અનુભવવાળા મનુષ્યો ઘણાજ થોડા હોવાનો સંભવ હોવાથી તેવા મનુષ્યનો સમાગમ થવો દુર્લભ છે, ને લાખોમાંથી કોઇ એક મનુષ્યને કદાચ તેવો સાચો અનુભવી મનુષ્ય ઘણાં વર્ષોને અને ઘણા પરિશ્રમને અંતે મળે, તથા પોતે લાંબો સમય કષ્ટ વેઠી તેનો અભ્યાસ કરી તે કલ્પ સિદ્ધ કરે, તોપણ તેના કલ્પના અભ્યાસથી પ્રાપ્ત થયેલા દીર્ઘજીવનનો જો તે મનુષ્યથી સદુપયોગ ન થાય તો તે દીર્ઘજીવન તેને ઉપકારક થવાને બદલે પરિણામે અપકારકજ થાય છે.

કેટલાક પુરુષો સ્ત્રીને રસાયન એટલે સુખરૂપ ( સુખાનુભવના હેતુરૂપ ) માની તેના સેવનમાં અને કેટલીક સ્ત્રીઓ પુરુષને રસાયન એટલે સુખરૂપ ( સુખાનુભવના હેતુરૂપ ) માની તેના સેવનમાં પોતાનું જીવન વ્યતીત કરે છે તેઓ પણ પોતાના જીવનનો વાસ્તવિક સદુ-પયોગ કરવામાં સમર્થ થઇ શકતાં નથી, ને સુખને બદલે પરિણામે મહા દુઃખ પ્રાપ્ત કરે છે, માટે બુદ્ધિની મંદતાથી માની લીધેલા તે રસાયનના સેવનમાંજ કાલક્ષેપ કરવો તે મુમુક્ષુને કોઇ પણ પ્રકારે યોગ્ય નથી.

કેટલાંક પ્રાકૃત માણસો પુત્રને રસાયન એટલે આનંદરૂપ (આનં-દની પ્રાપ્તિમાં કારણરૂપ ) માની તેની પ્રાપ્તિમાટે દૃષ્ટ ( લૌકિક ) ને

અદૃષ્ટ ( શાસ્ત્રીય ) ઉપાયોના સેવનમાં પોતાનો ઘણો સમય વ્યતીત કરે છે, પણ પરિણામે કેટલાંક માણસોને ઘણે શ્રમે તથા ઘણા દ્રવ્યના વ્યયે ને કોઇ વેલા પોતાના ધર્મને દૂષણ લગાડનાર વર્તનવડે પણ પુત્ર-લાભ થતો નથી, તેથી તેઓ પોતાના મનમાં અસંતોષી ને દુઃખી રહે છે, અને જેમને પુત્રલાભ થાય છે તેમાંનાં ઘણાં થોડાં માણસોને તે પુત્રવડે થોડો સમય સુખાનુભવ થાય છે, અને ઘણાંને તો તે નાના-પ્રકારનો ":ખાનુભવ કરાવવામાંજ હેતુભૂત થાય છે, માટે તે પુત્રરૂપ રસાયન પણ મુમુક્ષુને માટે વાસ્તવિક ઉપયોગી નથી.

કેટલાંક શાસ્ત્રોક્ત વિચારહીન માણસો દ્રવ્યને રસાયન એટલે આનંદરૂપ ( સુખાનુભવના સાધનરૂપ ) માની તેની પ્રાપ્તિના ઉપાયોમાં નિરંતર અમર્યાદ પ્રીતિવાળાં ને યોગ્યાયોગ્ય બહુ પ્રવૃત્તિવાળાં રહે છે. તેમાં કેટલાંક માણસોને પૂરતો પ્રયત્ન કર્યા છતાં પણ પૂરતું દ્રવ્ય મળતું નથી, ને કેટલાંક માણસોને પ્રયત્નવડે દ્રવ્યનો સારો લાભ થાય છે, પણ તે દ્રવ્ય વિવેકહીન મનુષ્યમાં બહુધા અસંતોષ, ગર્વ, દુરાચાર-સેવન, દુર્વ્યસનસેવન, સ્વધર્મવિમુખતા ને અન્યનો તિરસ્કાર કરવો એ દોષો ઉપજાવે છે તેથી તેવાં માણસો આ લોકમાં ને પરલોકમાં દુઃખી થાય છે, માટે તે રસાયનપરાયણ થવું પણ મુમુક્ષુને માટે કોઇ પણ પ્રકારે યોગ્ય નથી.

કેટલાંક વ્યવહારોપાસક માણસો પ્રતિષ્ઠાને રસાયન એટલે આનંદ-ના કારણરૂપ માની તેની પ્રાપ્તિને માટે સર્વદા પ્રયત્નશીલ રહે છે. પ્રયત્ન કરનારાં સર્વ માણસોને તેમની ઇચ્છાપ્રમાણે પ્રતિષ્ઠાની પ્રાપ્તિ થતી નથી, ને જેમને પોતાની ઇચ્છાપ્રમાણે પ્રતિષ્ઠાની પ્રાપ્તિ દ્રવ્યવ્યય, લોકોની ખુશામત, ને શરીરાદિના શ્રમવડે થાય છે તેમને પણ તેવડે સ્થાયી સુખનો લાભ થતો નથી, પણ કેટલાંક અણધાર્યાં દુઃખો ભોગવ-

વાના પ્રસંગો તેમને આવી જાય છે, માટે તે રસાયનની પ્રાપ્તિનાં સાધનોમાં સમય વ્યતીત કરવો તે મુમુક્ષુને કોઇ પણ રીતે ઉચિત નથી. તેણે શુભકર્મો આદરપૂર્વક કરવાં, પણ તેવડે તેણે પ્રતિષ્ઠાની પ્રાપ્તિની લેશ પણ ઇચ્છા ન કરવી.

ઉપર દર્શાવેલાં ગૌણરસાયનોમાંથી જે જે ગૌણરસાયન તે ગૌણરસાયનનું સેવન કરનાર કોઇ મનુષ્યના અંતઃકરણની શુદ્ધિમાં ને સૂક્ષ્મતામાં હેતુભૂત થાય તે તે ગૌણરસાયન બ્રહ્મરસાયનરૂપ મુખ્યરસાયનની પ્રાપ્તિમાં હેતુરૂપ થવાથી તેવા અધિકારવાળા તે મનુષ્યને તે ઉપયોગી મનાય છે, પણ જેમના અંતઃકરણની મલિનતામાં ને સ્થૂલતામાં તે ગૌણરસાયન હેતુભૂત થાય તેવા મનુષ્યના હિતનાં તે વિઘાતક હોવાથી તેમને તે વાસ્તવિક ઉપયોગી મનાતાં નથી.

કીર્તિ આદિ આ લોકના સુખનાં સાધનોની ને સ્વર્ગનાં સુખોનાં સાધનોની ઇચ્છાનો પરિત્યાગ કરી પોતાનું કર્તવ્ય સમજી દુઃખી ને દીન માણસોની નિરભિમાનપણે પ્રીતિપૂર્વક સેવા કરવી, યથાવિધિ સંધ્યા કરવી, ઇષ્ટમંત્રનો યથાવિધિ જપ કરવો, પવિત્ર અગ્નિમાં યથાવિધિ હોમ કરવો, અર્થના જ્ઞાનસહિત બ્રહ્મસ્વરૂપનું ને તેની પ્રાપ્તિનાં સાધનોનું નિરૂપણ કરનારાં શાસ્ત્રોનું શુદ્ધોચ્ચારથી એકાગ્રમને વાચન કરવું, સગુણબ્રહ્મની કોઇ પણ પ્રતિમાનું પ્રીતિપૂર્વક એકાગ્રમને પૂજન કરવું, યથાવિધિ વૈશ્વદેવ કરવો, પોતાને ઘેર આવેલા અતિથિનો પ્રીતિપૂર્વક યથાયોગ્ય સત્કાર કરવો, શરીર તથા ઇંદ્રિયોને વશ રાખી શાસ્ત્રમાં કહેલાં વ્રતો મનની પ્રસન્નતાપૂર્વક ભાવવડે કરવાં, શાસ્ત્રમાં કહેલી રીતે શાસ્ત્રમાં કહેલા પવિત્ર પ્રદેશમાં વા વનમાં જઈ ત્યાં સ્થાપન કરેલી સગુણબ્રહ્મની પ્રતિમાઓનાં પ્રેમપૂર્વક દર્શન કરવાં, શાસ્ત્રમાં કહેલી પવિત્ર નદીઓમાં શ્રદ્ધાપૂર્વક યથાવિધિ સ્નાન કરવું, અંતઃકરણની પવિત્રતા

વધારનારી ને અંતઃકરણમાં પરમાર્થનાં સાધનોનું અનુષ્ઠાન કરવાનો ઉત્સાહ વધારનારી કથાનું શ્રવણ કરવું, અંતઃકરણની શુદ્ધિમાં ને શાંતિમાં વધારો કરનારાં ભજનો ગાવાં, સદ્‌ગુરુને, બ્રહ્મવેત્તા પુરુષોને, અને સગુણબ્રહ્મની પ્રતિમાઓને ભાવપૂર્વક પ્રણામ કરવા, મન, વાણી ને શરીરથી કોઇ પણ જંગમ પ્રાણીઓને પીડા ન કરવી, કોઇનું અહિત ન થાય એવું સ્પષ્ટ સત્ય બોલવું, કોઇની કાંઇ પણ વસ્તુ ચોરવી નહિ, મન, વાણી ને શરીરવડે પરદારાનો ત્યાગ રાખવો, પ્રાપ્ત કરેલા દ્રવ્યમાંથી યોગ્ય ભાગ સુપાત્રોને ને દીનજનોને આપવો, શરીરાદિને પવિત્ર રાખવાં, યોગ્ય ઉદ્યોગ કરતાં જે અન્નાદિ પ્રાપ્ત થાય તેમાં સંતોષ રાખવો, ઇંદ્રિયો તથા અંતઃકરણને નઠારે માર્ગે જતાં રોકી સારા માર્ગમાં જોડવાં, મન, વાણી ને શરીરવડે થતાં સર્વ કર્મો પરમાત્માને અર્પણ કરવાં, પદ્માદિ આસનનો અભ્યાસ કરવો, ત્રાટક કરવું, અને ઉજ્જાયી, અનુલોમવિલોમ વા ભસ્ત્રિકા પ્રાણાયામ કરવા એ સર્વ ક્રિયાઓ તે ક્રિયા કરનાર મનુષ્યના અંતઃકરણની શુદ્ધિ કરે છે, અને અંતઃકરણની શુદ્ધિ બ્રહ્મરસાયનનું સેવન કરવા ઇચ્છનાર મનુષ્યને ઉપયોગી છે, માટે ઉપર કહેલી સર્વ શુભક્રિયાઓ અથવા તેમાંથી બની શકે તેટલી શુભ ક્રિયાઓ સંસારસંબંધી ફલેચ્છાઓનો તથા અભિમાનનો ત્યાગ કરીને બ્રહ્મરસાયનનું સેવન કરવા ઇચ્છનાર મનુષ્યે કરવાયોગ્ય છે.

સગુણબ્રહ્મનું ધ્યાન કરવું એ અંતઃકરણની એકાગ્રતાનું સાધન છે, અને અંતઃકરણની એકાગ્રતા અંતઃકરણમાં બ્રહ્મરસાયનનું સેવન કરવાની યોગ્યતા લાવનાર છે, માટે જેઓ બ્રહ્મરસાયનનું સેવન કરવા ઇચ્છતા હોય તેમણે સગુણબ્રહ્મનું ધ્યાન પણ અવશ્ય કરવાયોગ્ય છે.

નિર્દોષ ને નિરવધિ આનંદરૂપ બ્રહ્મરસાયન સર્વવ્યાપક છે. કોઇ

પણ પ્રાણીને, કોઇ પણ નિમિત્તથી, કોઇ પણ સમયમાં, જે આનંદનો અનુભવ થાય છે તે આનંદ બ્રહ્મરસાયનનું જાણે કે અજાણે સેવન થવાથી થાય છે.

કોઇ પણ પ્રકારની ઉપાધિમાં નહિ મળેલું શુદ્ધબ્રહ્મરસાયન સર્વોત્તમ ગણાય છે, માયાનામની ઉપાધિથી યુક્ત થયેલું બ્રહ્મરસાયન ઉત્તમપ્રકારનું ગણાય છે, માયાનાં સૂક્ષ્મકાર્યોની સાથે જોડાયેલાજેવું જણાતું બ્રહ્મરસાયન મધ્યમપ્રકારનું ગણાય છે, અને માયાનાં સ્થૂલ-કાર્યોની સાથે જોડાયેલું બ્રહ્મરસાયન કનિષ્ઠપ્રકારનું ગણાય છે.

જેમ કસ્તૂરીમૃગ પોતાની નાભિમાં રહેલી સુગંધમય કસ્તૂરીને જાણતો નથી, તેથી આ સુગંધ કોઇ પાસેના ઘાસમાંથી, ધૂળમાંથી કે રેતીમાંથી આવે છે એમ સમજી તે સુગંધની પ્રાપ્તિમાટે તે પાસેના ઘાસને, ધૂળને કે રેતીને સુંઘતો ફરે છે, ને ત્યાં સુગંધને નહિ અનુ-ભવી દુઃખી થાય છે, તેમ અવિવેકી મનુષ્યો પોતાના અંતઃકરણમાં અધિષ્ઠાનરૂપે રહેલા પરમાનંદમય બ્રહ્મરસાયનને જાણતા નથી તેથી તેઓ સ્ત્રીમાં, પુરુષમાં, પુત્રમાં, દ્રવ્યમાં કે માનમાં પરમાનંદમય બ્રહ્મ-રસાયનને શોધતા ફરે છે, ને ત્યાં તેનો અનુભવ નહિ કરીને તેઓ દુઃખી થાય છે.

પરમાનંદમય બ્રહ્મરસાયનના સદ્ભાવવડેજ આ પ્રતીત થતા જગત્નું અસ્તિત્વ છે. જો આ પરમાનંદમય બ્રહ્મરસાયન વિદ્યમાન ન હોય તો આ જગત્નું અસ્તિત્વજ ન સંભવે. જગત્નાં સર્વ પ્રાણીઓ આનંદની પ્રાપ્તિની લાલસાવડે કે આનંદના કાંઇક અંશે થતા અનુભવ-વડે જીવે છે. એવી રીતે સર્વ પ્રાણીઓનો આનંદભણી પક્ષપાત છે. જો તેમને આનંદનો અનુભવ નજ થતો હોય વા તેમને આનંદની પ્રાપ્તિ થવાનો સંભવજ ન હોય તો તેઓ પોતાનું જીવન નભાવી

શકે નહિ.

જેમ દીન મનુષ્યો કનિષ્ઠપ્રકારના ઉપભોગના પદાર્થોવડે પોતાનું જીવન નભાવે છે તેમ અવિવેકી મનુષ્યો માયાના સ્થૂલકાર્યરૂપ સ્થૂલ દશ્ય પ્રાણિપદાર્થને આનંદના હેતુરૂપ સમજી તેના સેવનવડે પોતાને સુખી માને છે, અર્થાત્ તેઓ માયાના સ્થૂલકાર્યરૂપ અનુકૂલ માનેલા પ્રાણિપદાર્થમાં રહેલા કનિષ્ઠપ્રકારમાં ગણવાયોગ્ય બ્રહ્મરસાયનના લાભવડે પોતાને સુખી માની પોતાના જીવનના દિવસો વ્યતીત કરે છે. જેમ આકાશમાંથી પડતું નિર્મલ જલ ગામ કે નગરના માર્ગમાં પડવાથી મલિનજેવું થઇ જાય છે, ને તૃષાની નિવૃત્તિમાટે તેનું પાન કરનારના આરોગ્યને તે બગાડે છે, તેમ શુદ્ધબ્રહ્મરસાયન જ્યારે માયાના સ્થૂલકાર્યરૂપ પ્રાણિપદાર્થમાં ભળેલાજેવું થાય છે ત્યારે તે મલિન થયાજેવું પ્રતીત થાય છે, ને તેને ( માત્ર તે પ્રાણિપદાર્થને ) સુખની પ્રાપ્તિના હેતુરૂપ સમજી જે મનુષ્ય તેનો ઉપભોગ કરે છે તેને રાગાદિની વૃદ્ધિદ્વારા તે મિશ્રબ્રહ્મરસાયન તેના અંતઃકરણની શાંતિનું વિઘાતક થાય છે. આમ હોવાથી જેઓ પરમશાંતિને તથા પરમાનંદને પ્રાપ્ત કરવા ઇચ્છતા હોય તેમણે આ કનિષ્ઠપ્રકારનું બ્રહ્મરસાયન આદરપૂર્વક સેવવાયોગ્ય નથી.

શુદ્ધબ્રહ્મરસાયન જ્યારે માયાના સૂક્ષ્મકાર્યરૂપ પ્રાણિપદાર્થમાં મિશ્ર થયેલાના જેવું થાય છે ત્યારે તે કાંઇક અંશે મલિન થયેલાના જેવું જણાય છે. જેમ ઉત્તમ ઔષધ પણ અયોગ્ય અનુપાનની સાથે મળવાથી તેનું ભક્ષણ કરનારને રોગની વૃદ્ધિરૂપ અપકાર કરે છે તેમ માયાના સૂક્ષ્મકાર્યરૂપ પ્રાણિપદાર્થમાં મિશ્ર થયેલાના જેવું જણાતું આ બ્રહ્મરસાયન પણ તેનું અજ્ઞાનવડે સેવન કરનારના મનમાં રાગાદિની વૃદ્ધિ કરવારૂપ અપકાર કરે છે. કાવ્યલેખન, કાવ્યવાચન, નિર્દોષપ્રેમ,

લૌકિક શુભવિચાર, ચિત્રકામ, નંદનવનવિહાર, અપ્સરાઓની સાથેની ક્રીડા, ને અમૃતપાન એ આદિવડે મનુષ્યોને અને દેવોને જે આનંદ અનુભવાય છે તે માયાના સૂક્ષ્મકાર્યની સાથે મળેલા બ્રહ્મરસાયનનો અજ્ઞાનયુક્ત અનુભવ જાણવો. આ મિશ્રબ્રહ્મરસાયન પણ મુમુક્ષુને માટે ઉપયોગી નથી.

જ્યારે શુદ્ધબ્રહ્મરસાયન માયાની સાથે મિશ્ર થયેલાના જેવું જણાય છે ત્યારે તે બ્રહ્મરસાયન ઉત્તમપ્રકારનું ગણાય છે. આ બ્રહ્મરસાયનમાં મલિન સામગ્રી મળેલી નથી પણ ઘણે અંશે શુદ્ધ સામગ્રી મળેલી છે, તેથી આ બ્રહ્મરસાયન લગભગ શુદ્ધબ્રહ્મરસાયનના જેવું પ્રતીત થાય છે. **શ્રીમહેશ્વરના**, **શ્રીવિષ્ણુના** કે સગુણબ્રહ્મના અન્ય કોઇ પણ સ્વરૂપના, ને શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુના શ્રદ્ધાભક્તિયુક્ત ધ્યાનવડે તે ધ્યાન કરનારના અંતઃકરણને જે આનંદનો અનુભવ થાય છે તે માયાની—શુદ્ધસત્ત્વગુણની—સાથે મળેલા બ્રહ્મરસાયનનો અનુભવ જાણવો. આ બ્રહ્મરસાયનનું સેવન કરનારે આ શુદ્ધબ્રહ્મરસાયન છે, ને આનાથી ભિન્ન બીજું કોઇ શ્રેષ્ઠ ને શુદ્ધબ્રહ્મરસાયન નથી એવો દુરાગ્રહ ન સેવવો. દુરાગ્રહ ને અભિમાનનો ત્યાગ કરી પરમશ્રદ્ધા ને પરમપ્રીતિથી જો આ ઉત્તમ પ્રકારના મિશ્રબ્રહ્મરસાયનનું સેવન કરવામાં આવે તો આ મિશ્રબ્રહ્મરસાયન પોતાના ઇષ્ટદેવની કૃપાથી વા પોતાના મહાપુણ્યથી માયા દૂર થઇ શુદ્ધબ્રહ્મરસાયનરૂપ પણ થઇ જાય છે.

સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળું બ્રહ્મ વા શુદ્ધબ્રહ્મરસાયન સર્વોત્તમ પ્રકારનું ગણાય છે. તેનું અભેદભાવે સેવન કરતાં તે સેવન કરનાર મનુષ્યના અંતઃકરણમાં રહેલા અજ્ઞાનનો ને અજ્ઞાનથી ઉપજનારા સર્વ વિકારોનો નિઃશેષ બાધ થઇ જાય છે. આવી સ્થિતિને પામેલા પુરુષ કૃતાર્થ થયેલા ગણાય છે, કેમકે તેમને તે સ્થિતિની પ્રાપ્તિ થયા પછી

કાંઇ પણ કર્તવ્ય બાકી રહેતું નથી. આ બ્રહ્મરસાયન સર્વ મનુષ્યોને માટે સુલભ નથી, માત્ર યોગ્ય અંતઃકરણવાળા પુરુષોજ મોટા પ્રયત્નવડે તેની પ્રાપ્તિ કરી શકે છે. જો દેવતાઓનું અમૃત અને લૌકિક રસાયન પણ પૂર્વના પુણ્યવિના તથા પુરુષાર્થવિના મનુષ્યને પ્રાપ્ત થતું નથી, તો પછી આ બ્રહ્મરસાયન પણ પૂર્વના મહાપુણ્યના પરિપાકવિના તથા મોટા પુરુષાર્થવિના મનુષ્યને ક્યાંથી પ્રાપ્ત થાય ? આ શુદ્ધબ્રહ્મરસાયન વિધિપૂર્વક નિત્યનૈમિત્તિક કર્મ કરી જેમણે પોતાના અંતઃકરણની પવિત્રતા કરી છે, તથા પરમાત્માના સ્મરણધ્યાનવડે જેમણે પોતાના અંતઃકરણને કેટલેક અંશે એકાગ્ર કર્યું છે, એવા પુરુષોને નીચે જણાવેલા ઉપાયોવડે પ્રાપ્ત થાય છેઃ—

**શ્રીમહેશ્વરે** કૃપાવડે ઉપયોગ કરી શકે એવાં સૌ માણસોને માટે વિવેકનામનો દશમો નિધિ પોતાના ભંડારી યક્ષપતિ કુબેરને નહિ સોંપતાં ઊઘાડો મૂક્યો છે. તે વિવેકની પ્રાપ્તિ કર્યા વિના મનુષ્ય વ્યવહારનું કે પરમાર્થનું કાંઇ પણ કામ જેવું જોઇએ તેવું કરી શકતો નથી. શુદ્ધબ્રહ્મરસાયનની પ્રાપ્તિ ને સેવન કરવાની શુભેચ્છા રાખનાર માણસે પણ એ વિવેકની અવશ્ય પ્રાપ્તિ કરવી જોઇએ. વિવેક એટલે સત્ય તથા અસત્યની સમજણ. પ્રતીત થતા આ જગતમાં બ્રહ્મજ સત્ય ને અવિકારી છે, અને તેનાથી ભિન્ન સર્વ એટલે માયા ને તેનાં સર્વ કાર્યો અસત્ય ને વિકારી છે એવી પાકી સમજણને અહિં વિવેક કહેવામાં આવે છે. મનુષ્યને આવી સમજણની પ્રાપ્તિ થયા વિના તેના અંતઃકરણમાંથી અસત્ય વિષયોમાં દીર્ઘકાલથી રહેલો ધાટો રાગ દૂર થાય નહિ, ને તેથી તેના અંતઃકરણનો સત્યરૂપ બ્રહ્મને પ્રાપ્ત કરવાનો વા જાણવાનો વેગ જોઇએ તેટલા પ્રમાણમાં વધે નહિ.

ઉપર કહેલા વિવેકની પ્રાપ્તિ થયા પછી તે મનુષ્યને વૈરાગ્યની

પ્રાપ્તિ થોડે યત્ને થાય છે. શુદ્ધબ્રહ્મરસાયનની પ્રાપ્તિ કરવા ઇચ્છનાર મનુષ્યે તે વૈરાગ્યની પ્રાપ્તિ પણ અવશ્ય કરવી જોઇએ. આ લોકના ઉત્તમોત્તમ ભોગથી માંડીને શાસ્ત્રવડે જાણવામાં આવતા બ્રહ્મલોકસુધીના બધા રમણીયજેવા જણાતા ભોગોમાં પૂર્વની પેઠે અંતઃકરણનો આદર ન રહેવો, અર્થાત્ મનુષ્યને તૃણાદિમાં જેવી સ્વાભાવિક ઉપેક્ષાબુદ્ધિ છે તેવી સ્વાભાવિક ઉપેક્ષાબુદ્ધિનો વિષયોમાં ક્રમાત્ તે વિવેકી મનુષ્યના અંતઃકરણમાં ઉદય થવો તે વૈરાગ્ય કહેવાય છે. મનુષ્યને અનાદિકાલની ભ્રાંતિવડે શબ્દાદિ વિષયોમાં ને તેની પ્રાપ્તિ કરાવનારાં સાધનોમાં તે સર્વ સેંકડો દોષોથી યુક્ત છતાં પણ રમણીયપણાની બુદ્ધિ છે, અને તે રમણીયપણાની બુદ્ધિને લીધેજ મનુષ્યનું અંતઃકરણ તે વિષયોમાં ને તેની પ્રાપ્તિ કરાવનારાં સાધનોમાં રાગવાળું રહે છે. આ વિષયાનુરાગરૂપ ધાટો કાટ જીવના અંતઃકરણરૂપ પાત્રમાં ઘણા કાલથી જામી ગયો છે તે અલ્પ સમયમાં ને થોડે પ્રયત્ને દૂર થાય એવો નથી, તેમ માત્ર શાસ્ત્રના શબ્દો ગોખી કાઢવાથી પણ તે દૂર થઇ શકે એવો નથી, પરંતુ ધૈર્ય ને સાવધાનતાવાળો વિષયદોષદર્શનરૂપ પ્રયત્ન આદરપૂર્વક ઘણો કાલ ચાલે તોજ તે માંડમાંડ દૂર થાય એવો છે. નાગા ફરવાથી, જટા કે નખો વધારવાથી, શરીરે પુષ્કલ વિભૂતિ લગાડવાથી, માથું મુંડાવવાથી કે વાળ ચુંટાવવાથી, ભગવાં, કાળાં, રાતાં, લીલાં કે ધોળાં વસ્ત્રો પહેરવાથી, અથવા સંપ્રદાયનાં કોઇ પણ પ્રકારનાં બાહ્યચિહ્નો ધારણ કરવાથી વિષયાનુરાગની નિવૃત્તિરૂપ વૈરાગ્યની પ્રાપ્તિ કોઇ પણ મનુષ્યને કદીપણ થઇ શકતી નથી. વિષયોમાં ને તેની પ્રાપ્તિનાં સાધનોમાં સાવધાનતાપૂર્વક વારંવાર દોષદર્શન કર્યા કરવાથી તે દોષદર્શનનો પરિપાક થયે તે મનુષ્યને કોઇ પણ સ્થિતિમાં ને કોઇ પણ સમયમાં તે વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે. વિવેકના ને વિષયદોષદર્શનના પરિપાકવડે

ઉપજેલો વૈરાગ્યજ મનુષ્યના અંતઃકરણમાં સુસ્થિર રહી શકે છે, બીજા કોઇ કારણથી ઉપજેલો વૈરાગ્ય મનુષ્યના અંતઃકરણમાં સુસ્થિર રહી શકતો નથી, ને તે બ્રહ્મરસાયનની પ્રાપ્તિમાં હેતુભૂત પણ થતો નથી. આવા વૈરાગ્યની પ્રાપ્તિ થવાથી તે મનુષ્યનું અંતઃકરણ પૂર્વની પેઠે વિષયાદિભણી તીવ્રરાગપૂર્વક દોડતું નથી.

મંદ વા મધ્યમ વેગથી વિષયોભણી જતા અંતઃકરણને વિષયદોષદર્શનના સ્મરણવડે પાછું વાળી તેને હૃદયાકાશમાં વા કોઇ પણ શુભવિચારમાં કે વેદાંતશ્રવણમાં જોડવાનું બલ શમ કહેવાય છે. શ્રોત્રાદિ જ્ઞાનેંદ્રિયોને તથા વાણી આદિ કર્મેંદ્રિયોને પોતપોતાના વિષયોભણી તે મંદ વા મધ્યમ વેગથી જતી હોય તો તેમાં રહેલા દોષોના સ્મરણવડે તેમને તે વિષયોભણી ન જવા દેતાં તેમને અંતઃકરણને અનુસરનારી કરવાનું બલ દમ કહેવાય છે. સત્શાસ્ત્રના ને સદ્ગુરુના વચનમાં સત્યપણાનો પૂરો નિશ્ચય તે શ્રદ્ધા વા વિશ્વાસ કહેવાય છે. અંતઃકરણ કોઈ પણ પ્રકારના વિકારને વશ થવામાટે ચલાયમાન થાય ત્યારે તેને યોગ્ય પ્રમાણો ને યોગ્ય યુક્તિઓવડે તે વિકારને વશ ન થવા દેતાં તેને વિક્ષેપથી રહિત શાંત રાખવાનું સામર્થ્ય તે સમાધાન કહેવાય છે. આગળ રાગપૂર્વક ભોગવેલા વિષયોનું ને પ્રયોજનવિનાના વિષયોનું અંતઃકરણમાં સ્મરણ નહિ થવા દેવાનું સામર્થ્ય તે ઉપરતિ કહેવાય છે. શુભવ્યવહાર, શાસ્ત્રોક્ત શુભકર્મ, ને વેદાંતશ્રવણાદિ કરતાં જે અપમાન પ્રાપ્ત થાય, અને ભૂખતરસ વેઠવાના તથા ટાઢતડકો વેઠવાના જે પ્રસંગો પ્રાપ્ત થાય, ને જે અન્નપાનાદિ સામગ્રીની, સ્થાનની ને રોગાદિવડે શરીરની પ્રતિકૂલતાની પ્રાપ્તિ થાય તે સર્વને ચિંતા ને વિલાપવિના સહન કરવાનું સામર્થ્ય તે તિતિક્ષા કહેવાય છે. આ ૭ સામગ્રીને શમાદિ ૭ સંપત્તિ કહેવામાં આવે છે. આ ૭ સંપત્તિમાંની

પ્રત્યેક સંપત્તિ પોતપોતાના પરિપાકમાટે અન્ય પાંચ સંપત્તિના સાહાય્યની અપેક્ષા રાખે છે, માટે એ છએ સંપત્તિનું સાથે અનુષ્ઠાન કરવું જોઇએ. વિવેકના પરિપાકવડે વૈરાગ્યની પ્રાપ્તિ, અને વૈરાગ્યના પરિપાકવડે શમાદિ છ સંપત્તિની પ્રાપ્તિ થાય છે. વિવેક, વૈરાગ્ય ને શમાદિ છ સંપત્તિનો પરિપાક થવાથી તે મનુષ્યના અંતઃકરણને મુમુક્ષુતાની પ્રાપ્તિ થાય છે.

આધ્યાત્મિક આદિ ત્રણ પ્રકારનાં દુઃખોની સંદેહરહિત પુનઃ કદીપણ કોઈપણ નિમિત્તથી પ્રાપ્ત ન થાય એવી નિવૃત્તિ ને સ્વાભાવિક, સત્ય, વિશુદ્ધ ને નિરવધિ આનંદની અભેદભાવે નિત્યપ્રાપ્તિ તે મુખ્ય મોક્ષ કહેવાય છે. એ મોક્ષની પ્રાપ્તિની તીવ્ર ઇચ્છા તે મુમુક્ષુતા કિંવા મોક્ષ મેળવવાની બહુ આતુરતા કહેવાય છે. જેમ ભૂખથી બહુ પીડાતા ભૂખ્યા મનુષ્યને યોગ્ય ભોજનની પ્રાપ્તિ કરવા બહુ આતુરતા રહે છે તેમ ત્રિવિધ તાપથી પીડાતા જિજ્ઞાસુજનના અંતઃકરણમાં મોક્ષની પ્રાપ્તિ કરવાની બહુ આતુરતા રહે છે.

જેમણે વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ, ને મુમુક્ષુતા આ ચાર સાધનોવડે પોતાના અંતઃકરણની યોગ્યતામાં વધારો કર્યો હોય તેઓ બ્રહ્મરસાયનના સ્વરૂપનું ને તેની પ્રાપ્તિનાં સાધનોનું નિરૂપણ કરનાર મહાયુર્વેદરૂપ વેદાંતનું શ્રવણ કરવાના મુખ્ય અધિકારી ગણાય છે. ભવરોગના મહાવૈદ્યરૂપ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ મહાપુરુષની પાસેથી તે મહાયુર્વેદરૂપ વેદાંતશાસ્ત્રનું પરમાદરપૂર્વક શ્રવણ કરવાથી તે અધિકારી મનુષ્યના અંતઃકરણમાં રહેલા શાસ્ત્રના મુખ્યસિદ્ધાંતના સંબંધના સર્વ સંશયો દૂર થઇ જાય છે, ને સર્વે વેદાંતો ( ઉપનિષદો ) એક ને અદ્વિતીય વસ્તુરૂપ બ્રહ્મરસાયનનું નિરૂપણ કરે છે એમ તેને સમજાય છે.

મહાયુર્વેદરૂપ વેદાંતશાસ્ત્રનું યથાવિધિ શ્રવણ સમાપ્ત થઇ ગયા પછી તે ભવરોગિરૂપ મુમુક્ષુએ તે મહાયુર્વેદરૂપ વેદાંતશાસ્ત્રમાં કહેલાં ઔષધોરૂપ વિચારોના સેવનરૂપ મનન કરવું જોઇએ. એ ઔષધસેવનરૂપ મનનવડે શરીરરૂપ અંતઃકરણમાં રહેલા મહારોગના એક ભાગરૂપ આત્માદિ પ્રમેયમાં રહેલા સર્વે સંશયો દૂર થઇ જાય છે, અને તેને બ્રહ્મરસાયનનું સ્વરૂપ પરોક્ષરીતે પૂરું સમજાય છે.

મહારોગરૂપ અજ્ઞાનની ને તેના કાર્યભૂત અવાંતરરોગરૂપ સંસારની નિવૃત્તિ કરનાર બ્રહ્મરસાયનનું પરોક્ષજ્ઞાન દૃઢ થયા પછી તે ભવરોગિરૂપ મુમુક્ષુએ તે મહારોગવડે પ્રતીત થયેલી અશક્તિને દૂર કરી પોતાનું સ્વાભાવિક સંપૂર્ણ સામર્થ્ય પ્રાપ્ત કરવામાટે બ્રહ્મરસાયનના પાચનરૂપ સૂક્ષ્મવિચાર વા ધ્યાન કરવું જોઇએ. એ બ્રહ્મવિચારરૂપ વા બ્રહ્મધ્યાનરૂપ નિદિધ્યાસનવડે એ બ્રહ્મરસાયન તે રોગિરૂપ મુમુક્ષુના શરીરરૂપ અંતઃકરણમાં સર્વત્ર ઓતપ્રોત થઇ જાય છે, તેથી તે રોગિરૂપ મુમુક્ષુ પોતાનું પૂર્વે હતું તેવું સ્વાભાવિક સંપૂર્ણ સામર્થ્ય મેળવી કૃતાર્થ થાય છે. હવે તેને પોતાને (પોતાના શુદ્ધસ્વરૂપને) કોઇ પણ પ્રકારનો રોગ થવાનું, વૃદ્ધ થવાનું, કે મરવાનું લેશ પણ ભય રહેતું નથી, તેથી તેને હવે કોઇ પણ પ્રકારના ઔષધનું સેવન કરવાની કડાકૂટ કરવી બાકી રહેતી નથી.

આ દુઃખથી ભરેલા વિશ્વમાં સર્વ દુઃખની નિવૃત્તિ ને પૂર્ણ સુખની પ્રાપ્તિ કરવાની જેમને ઇચ્છા હોય તેમણે આ બ્રહ્મરસાયન સતત પ્રેમપૂર્વક સેવવું જોઇએ. આ બ્રહ્મરસાયન સર્વદેશમાં ને સર્વકાલમાં સર્વ યોગ્ય મનુષ્યોને સુલભ છે. તેને મેળવવા કાંઇ પણ દ્રવ્ય કોઇને આપવું પડતું નથી, તથા તેને પ્રાપ્ત કરવા કોઇ ગહન વનમાં કે ઉંચા પર્વતના શિખરપર જવું પડતું નથી. વિવેકી મનુષ્યે

ઉત્તમ મનુષ્યજન્મને પામી અન્ય ઔષધરસાયનના સેવનમાં રહેલી પોતાના અંતઃકરણની આસક્તિને દૂર કરી આ અક્ષરસાયનરૂપ મુખ્યરસાયનના સેવનમાંજ સર્વદા પરમપ્રેમ રાખી તેનું પરમાદરથી સર્વદા સેવન કરવું જોઇએ. ૐ.

---

# પુસ્તકોનું વિજ્ઞાપન.

## બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્માનાં રચેલાં પુસ્તકો.

વેદાંતદર્શન, શબ્દાર્થ ને વિવેચનસહિત. પાકા પુંઠાનું.... રૂ ૩-૮-૦
વેદાંતદર્શન, શબ્દાર્થ ને વિવેચનસહિત કાચા પુંઠાનું.... રૂ. ૩-૦-૦
સાંખ્યપ્રવચન, સંસ્કૃતટીકા, ગુજરાતી શબ્દાર્થ, ને ગુજરાતી
વિવેચનસાથે. પાકું પુંઠું. ... ... ... ... રૂ. ૧-૦-૦

શ્રીઉપનિષદો ૧૧૮ ( બાર ઉપનિષદો મૂલ, શબ્દાર્થ ને વિવેચન સહિત, ને ૧૦૬ ઉપનિષદોનો ગુજરાતીમાં સાર. ) રૂ. ૫-૦-૦ શ્રીમદ્ભગવદ્ગીતા, પદચ્છેદ, અન્વય, પદાર્થ ને રહસ્યદીપિકાટીકાસહિત. રૂ. ૨-૨-૦ પાતંજલયોગદર્શન, પદબોધિનીનામની સંસ્કૃતભાષાની ટીકા તથા સૂત્રાર્થ ને રહસ્યદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકાસહિત. રૂ. ૨-૪-૦ સાંખ્યપ્રવચન, સંસ્કૃતભાષાની ટીકા ને સૂત્રાર્થ તથા ગુજરાતી ભાષાની ટીકાસાથે. રૂ. ૧-૦-૦.

યોગકૌસ્તુભ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૧-૪-૦ પરમપદબોધિની. ચોથી આવૃત્તિ છપાશે. સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. રૂ. ૦—૦--૬ નાથસ્વરોદય. રૂ. ૦-૨-૬ ઊલટી વાણીનું સ્પષ્ટીકરણ. ૦-૧-૦ ભક્તિસુધા. દોહરા. રૂ. ૦-૦-૬ વૈરાગ્યસુધાકર. દોહરા. રૂ. ૦-૧-૬.

મનુષ્યમિત્ર. રૂ. ૦-૪-૦ સ્વાભાવિકધર્મ. રૂ. ૦-૨-૬ સુબોધ-કલ્પલતા. રૂ. ૦-૮-૦ સદુપદેશદિવાકર પ્રથમ કિરણ. રૂ. ૦-૧૨-૦ સદુપદેશદિવાકર દ્વિતીય કિરણ. રૂ. ૦-૧૨-૦ સદુપદેશદિવાકર તૃતીય કિરણ. રૂ. ૦-૧૨-૦.

ઉપદેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦. રૂ. ૦-૪-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧ થી ૨૫. રૂ. ૦-૮-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫. રૂ. ૦ ૮-૦ અંતર્યામીના આદેશો. રૂ. ૦-૧૦-૦ રૂ. ૦-૮-૦ યોગપ્રભાકર. રૂ. ૦-૬-૬ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા સરલાટીકાસહિત. રૂ. ૦-૭-૬ પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ. રૂ. ૦-૩-૬ ગીતાદિ પંચરત્ન સટીક. રૂ. ૦-૬-૦ રાસપંચાધ્યાયી ભક્તિપક્ષની તથા જ્ઞાનપક્ષની વિસ્તૃત ટીકાસહિત. રૂ. ૦-૭-૦, ૦-૫-૬ પ્રણવપદ. રૂ. ૦-૨-૦ પ્રણવવિસ્તારપદ. રૂ. ૦-૨-૦ નાથકાવ્ય. રૂ. ૦-૫-૦ સદુપદેશમાલા પ્રથમભાગ. રૂ. ૦-૩-૬ પત્રકલ્પમંજરી. રૂ. ૦-૩-૦ વિનોદમાલા. રૂ. ૦-૫-૦ દુરાચારગિરિવજ્ર. રૂ. ૦-૨-૬ મહામંત્રમાલિકા. રૂ. ૦-૩-૦ સુવિચારચંદ્રિકા. રૂ. ૦-૨-૦ રુદ્રસૂક્ત, પુરુષસૂક્ત ને ઈશાવાસ્ય, સ્વર, શબ્દાર્થ ને વિવેચનાદિસહિત. રૂ. ૦-૪-૦ શ્રીસૂક્ત બે પ્રકારની ટીકા-સાથ. રૂ. ૦-૦-૯, જીવન્મુક્તિવિવેકનું ભાષાંતર શ્રુતિઓ ને સ્મૃતિઓ સાથે. રૂ. ૧-૪-૦.

ઉપર લખેલાં સર્વ પુસ્તકો વ્યવસ્થાપક, આનંદાશ્રમ, બીલખા, કાઠિયાવાડ એ સ્થલેથી ઉપર લખેલા મૂલ્યથી મળી શકે છે.